# શ્રીભારતવર્ષીય ઉદીચ્યબ્રહ્મસમાજનું તેરમું સંમેલન.

---

**પ્રિય ઉદીચ્યબંધુઓ ! અને અન્યસજ્જનો !**

કોઇ પણ જ્ઞાતિનાં સંમેલનો વા પરિષદો પોતાની જ્ઞાતિમાં ઐક્ય, સુવિચાર, સદાચાર, ધર્મ, નીતિ, વિદ્યા, આરોગ્ય ને અન્ય ઐહિક ઉન્નતિમાં વધારો કરવાના ઉપાયોનો વિચાર કરવામાટે તથા તે વિચારોને સુખપૂર્વક આચારમાં મૂકાવવાનો પ્રયત્ન કરવામાટે ભરવામાં આવે છે આ વાત વિવેકીઓને અજ્ઞાત નથી આપણું આ શ્રીભારતવર્ષીય ઉદીચ્યબ્રહ્મસમાજનું તેરમું સંમેલન પણ એ હેતુઓને લક્ષ્ય-[illegible] રાખીનેજ આ સ્થાને આજે મળ્યું છે. આપણા શુભ યત્નના હેતુઓ [illegible]ટલે અંશે સફલ થાય તેટલે અંશે આ સંમેલનનો વિજય [illegible] ગણાશે. સંમેલન [illegible]ગવવાના ઉપર જણાવેલા હેતુઓ સિદ્ધ [illegible]રામાટે અહિં આવેલા પ્રત્યેક પ્રતિનિધિએ અને પ્રત્યેક પ્રેક્ષકે પોતાના અંતઃકરણની વિવેકવાળી તીવ્ર લાગણીથી બની શકે તેટલો [illegible]ર પ્રયત્ન કરવો જોઇએ. જો પ્રત્યેક પ્રતિનિધિ અને પ્રત્યેક પ્રેક્ષક [illegible]નું ને સ્વજ્ઞાતિનું હિત શુદ્ધભાવથી ઇચ્છતા હોય તો તેમણે આ [illegible]નમાં સર્વાનુમતે વા બહુમતે જ્ઞાતિનો અભ્યુદય કરનારા ને પાર-

---

*—પૂજ્યપાદ મહાત્મા શ્રીનથુરામશર્મા. બીલખા. કાઠીઆવાડ. પ્રમુખ, શ્રીભારતવર્ષીય ઔદીચ્યબ્રહ્મસમાજનું તેરમું સંમેલન.

પ્રકટ કરનાર:—પોપટલાલ તારાચંદ ગોસળીઆ. જૂનાગઢ.

લૌકિક હિત કરનારા જે જે [illegible] તે સર્વ ઠરાવોને ઉપકારક માની તેમણે તેને આદરપૂર્વક દ્રઢતાથી પાળવા જોઇએ, અને પોતાના સહવાસમાં આવનાર સર્વ યોગ્ય ઉદીચ્યબંધુઓને તે ઠરાવોના પરિપાલનથી થનારા લાભો સમજાવી તે ઠરાવોને અનુસરીને વર્તવાનો તેમને પ્રેમપૂર્વક આગ્રહ કરવો જોઇએ એટલુંજ નહિ, પણ પોતાના ગામમાં, નગરમાં ને આસપાસનાં ગામોમાં પણ એ ઠરાવોને આચરણમાં મૂકાવવાનો યથાયોગ્ય પ્રયત્ન કરવો જોઇએ. આમ થાય તોજ આવાં સંમેલનો મેળવવાનું કામ સાર્થક થયું ગણાય, નહિ તો સંમેલનો ભરવાના કામમાં પ્રયત્ન કરનારા સ્થાનિક બંધુઓએ કરેલો દ્રવ્યનો વ્યય અને તેમણે લીધેલો તનમનનો પરિશ્રમ લગભગ નિષ્ફલ ગયો ગણાય. આપણે વ્યાવહારિકદ્રષ્ટિએ વિચારીએ તોપણ પ્રયત્નના પ્રમાણમાં આ કામમાં આપણને લાભ થવો જોઇએ, અર્થાત્ આ સંમેલનમાં જે દ્રવ્યનો વ્યય સ્થાનિકવાળાઓને તથા બહારગામથી સંમેલનમાં આવનારાઓને થયો હોય. અને તનમનનો પરિશ્રમ સ્થાનિકવાળાઓને તથા બહારગામથી સંમેલનમાં આવનારા પ્રતિનિધિઓને તથા પ્રેક્ષકોને થયો હોય, તેના પ્રમાણમાં આપણી જ્ઞાતિનું આ લોકનું તથા પરલોકનું હિત અવશ્ય સધાવું જોઇએ. આપણી જ્ઞાતિના સર્વ વૃદ્ધોએ તથા સર્વ જુવાનોએ આ [illegible]નો ગંભીરપણે વિચાર કરી માત્ર ઠરાવો પસાર કરવાના કામમાં શ્રમ લઇ તથા ભાષણોમાં સમય વ્યતીત કરી પ્રસન્ન થવાનું નથી, પરંતુ જે અગત્યના ઠરાવો સંમેલનમાં થયા હોય તેને ઘણામાં ઘણા સત્યાગ્રહથી આચારમાં મૂકવાનો પ્રયત્ન કરી પ્રસન્ન થવાનું છે. આમ થશે તોજ આ બ્રહ્મ સમાજના પૂર્વપક્ષીઓ આપણો બ્રહ્મસમાજ કાંઇ કરતો નથી એવા આક્ષેપો મૂકતા બંધ પડશે, ને જે કાંઇક કરીએ છીએ એમ જાણી તેમને અને આપણને સંતોષ થશે.

પ્રત્યેક બ્રાહ્મણે ને પ્રત્યેક બ્રાહ્મણપત્નીએ તેમાં વિશેષે પ્રત્યેક ઉદીચ્યબ્રાહ્મણે ને પ્રત્યેક ઉદીચ્યબ્રાહ્મણપત્નીએ પોતાના પ્રાપ્ત જીવનના પ્રધાન ઉદ્દેશનું તથા ગૌણ ઉદ્દેશનું સ્વરૂપ સમજવું જોઇએ, અને તે બંને પ્રકારના ઉદ્દેશોને સફલ કરવા નિત્ય, નિરંતર પરમાદરપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ. આ પવિત્ર આર્યાવર્તમાં પૂર્વજન્મોનાં પુણ્યોના પરિપાક-વડે જેમને બ્રાહ્મણશરીરની પ્રાપ્તિ થઇ છે તેમણે પોતાના જીવનનો પ્રધાન ઉદ્દેશ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મની પ્રાપ્તિ કરવી એજ છે એવો દૃઢ નિશ્ચય કરવો જોઇએ, અને તે નિશ્ચયને સતત સ્મરણમાં રાખી એ ઉદ્દેશને સફલ કરવામાટે તે ઉદ્દેશને સફલ કરનારાં અમત્યનાં સાધનો-નું આદરપૂર્વક સેવન કરવું જોઇએ. મનુષ્યનું વાસ્તવિક સ્વરૂપ નેત્રા-દિવડે પ્રતીત થતું પૃથિવી આદિ પાંચ પંચીકૃત ભૂતોનું બનેલું સ્થૂલશરીર નથી, તેમજ શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો, વાણી આદિ પાંચ કર્મેંદ્રિયો, પ્રાણ આદિ પાંચ પ્રાણો, કે મન આદિ ચાર અંતઃકરણો વા એ સર્વના સમૂહરૂપ સૂક્ષ્મશરીર પણ મનુષ્યનું વાસ્તવિક સ્વરૂપ નથી, અને તે મન આદિ અંતઃકરણો જેમાંથી ઉત્પન્ન થાય છે તે અવિદ્યાનો અંશ અથવા કારણશરીર એ પણ મનુષ્યનું પોતાનું વાસ્તવિક સ્વરૂપ નથી. પ્રત્યેક મનુષ્યનું વાસ્તવિક સ્વરૂપ એ ત્રણ શરીરોથી ભિન્ન ને એ ત્રણે શરીરોના આધારભૂત આત્મા વા બ્રહ્મ છે. આ આત્મા વા બ્રહ્મનો પોતાના અંતઃકરણવડે, અનુભવ કરી આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક એ ત્રણ પ્રકારનાં દુઃખોની અત્યંતનિવૃત્તિ કરી પરમા-નંદરૂપે સ્થિતિ કરવી એજ બ્રાહ્મણશરીરના જીવનના પ્રધાન ઉદ્દેશની સફલતા છે. ઉપર કહેલા બ્રહ્મસ્વરૂપનો અનુભવ કરવામાટે પ્રથમ પોતાના અંતઃકરણને, શાસ્ત્રે કહેલાં નિત્યનૈમિત્તિક કર્મો ફલેચ્છાનો ને કર્તાપણાના ગર્વનો ત્યાગ કરી આદરપૂર્વક કરવાવડે, પવિત્ર કરવું જોઇએ.

પછી પોતાના અંતઃકરણની એકાગ્રતા કરવામાટે પોતાના શુદ્ધસાત્ત્વિક પરમપ્રિય ઇષ્ટદેવનું ધ્યાન કરવું જોઇએ. એવી રીતે જે બ્રાહ્મણે પોતાના અંતઃકરણને પવિત્ર ને એકાગ્ર કર્યું હોય તેણે વેદાંતશાસ્ત્રના શ્રવણની યોગ્યતા પ્રાપ્ત કરવામાટે પોતાના અંતઃકરણને વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ, ને મુમુક્ષુતા એ ચાર સાધનોવડે વિશેષ શુદ્ધ, વિશેષ સ્થિર, ને વિશેષ સાત્ત્વિકબલવાળું કરવું જોઇએ.

ઇંદ્રિયોવડે પ્રતીત થતું આ જગત્ ને અંતઃકરણવડે સમજવામાં આવતી આ જગતના કારણરૂપ માયા એ ક્ષણે ક્ષણે પરિણામ પામનાર ને વિનાશી છે, અને એ બંનેના આધારભૂત આત્મા અથવા બ્રહ્મ અપરિણામી ને અવિનાશી છે, આવા વિચારવડે ઉપજેલી સમજ તે વિવેક કહેવાય છે. આ વિવેક જ્યારે જે અંતઃકરણમાં સુસ્થિર થાય ત્યારે તે અંતઃકરણમાં હવે પછી કહેવાશે તેવા પ્રકારના વૈરાગ્યનો આવિર્ભાવ થવા લાગે છે. આ લોકના સ્ત્રી પુત્ર ને ધનાદિ ભોગ્ય પદાર્થોથી માંડીને બ્રહ્મલોકસુધીના ઉત્કૃષ્ટ ભોગ્ય પદાર્થોના, તમાં રહેલા અસત્યતા, પરાધીનતા, મલિનતા ને દુઃખબહુલતા ઇત્યાદિ દોષોના દર્શનવડે, પરિત્યાગ કરવાની અડગ ઇચ્છા તે વૈરાગ્ય કહેવાય છે. શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ ને તિતિક્ષા એ છ સંપત્તિનાં નામો છે. મનને અપકારક ને મલિન વિષયોના ચિંતનથી મોકળું રાખવાનું બલ તે શમ, ઇંદ્રિયોને પોતપોતાના નિષિદ્ધ વિષયોભણી જવા નહિ દેવાનું સામર્થ્ય તે દમ, પોતાના સદ્ગુરુનાં ને વેદાંતશાસ્ત્રોનાં વચનોમાં સમજપૂર્વક સત્યપણાનો નિશ્ચય તે શ્રદ્ધા, કામ ક્રોધ લોભ મોહ મદ મત્સર દંભ ભય ચિંતા ને આશ્ચર્ય એ દોષોવડે મનને ચંચલ કે મૂઢ નહિ થવા દેતાં તેને બ્રહ્મસ્વરૂપના વિચારમાં સ્થિર ને શાંત રાખવાનું બલ તે સમાધાન, કારણશરીરમાં રહેલા

વિષયતૃષ્ણાનાં બીજોને વિવેકવૈરાગ્યાદિની દઢતાવડે બલહીન કરી-સર્વ વિષયોમાં ને તેનાં સાધનોમાં મનને ઉદાસીનજેવું કરી-મનને વિષયાકર્ષણથી રહિત ગંભીર ને પ્રસન્ન રાખવાનું બલ તે ઉપરતિ, અને શુભકર્મ ને શુભવિચાર કરતાં પોતાના શુભાશુભ પ્રારબ્ધથી જે માનાપમાન ભૂખતરસ ટાઢતડકો ને શરીરાદિને સુખદુઃખ પ્રાપ્ત થાય તેને મિથ્યા સમજી સમભાવવડે સહન કરવાનું બલ તે તિતિક્ષા કહેવાય છે. આ ૭ સંપત્તિવડે અંતઃકરણના સાત્ત્વિકબલની વૃદ્ધિ થાય છે, ને તેમાં રહેલા રજોગુણનું તથા તમોગુણનું બલ ન્યૂન થઇ જાય છે. ત્રણ પ્રકારનાં દુઃખોથી અત્યંતરહિત પરમાનંદરૂપ બ્રહ્મ તે મોક્ષ છે. એ મોક્ષ વા બ્રહ્મની અભેદભાવે પ્રાપ્તિ કરવાની તીવ્ર ઇચ્છા તે મુમુક્ષુતા કહેવાય છે. આ મુમુક્ષુતાની પ્રાપ્તિવડે તે મુમુક્ષુ મનુષ્યમાં નમ્રતા, સમર્થ સદ્દગુરુની પ્રાપ્તિ કરવાની આતુરતા, જ્ઞાની પુરુષોની સેવા કરવામાં પ્રેમ, ને વેદાંતશાસ્ત્રના શ્રવણમાં અસાધારણ રુચિ ઉપજે છે.

જે બ્રાહ્મણે આ વિવેકાદિ ચાર સાધનો યથાસામર્થ્ય પ્રાપ્ત કર્યાં હોય ને સમર્થ સદ્દગુરુની પ્રાપ્તિ કરવા જેના અંતઃકરણમાં તીવ્રવેગ પ્રકટ્યો હોય એવા બ્રાહ્મણને જીવોને તેમનાં કર્મોનું ફલ આપનારા શ્રીપરમાત્મા શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમદયાલુ સદ્દગુરુની પ્રાપ્તિ કરાવે છે. પછી એવા શ્રીસદ્દગુરુનું વિધિવત્ શરણ ગ્રહણ કરી, તથા તેમની ભક્તિ પ્રેમપૂર્વક નિષ્કપટભાવે સેવા કરીને તેઓશ્રીની પાસેથી તે આત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ પરમાદરપૂર્વક સાંભળે છે. તે ઉપદેશમાં જ્યાં જ્યાં પોતાને કાંઈ શંકા પડે ત્યાં ત્યાં તે પોતાના શ્રીસદ્દગુરુને વિનયપૂર્વક પૂછે છે, ને તેઓશ્રી તે શંકાનું જે સમાધાન આપે તેનું શ્રવણ કરી પછી એકાંતે બેસી તેનું શાંત ચિત્તે અનુકૂલ બુદ્ધિ રાખી ભેદનું મિથ્યાપણું ને અભેદનું સત્યપણું સિદ્ધ કરનારી યુક્તિઓવડે તે

મનન કરે છે. પોતાના સદ્‌ગુરુ જો તે શંકાના સમાધાનમાટે કોઇ ઉપયોગી ગ્રંથનો અગત્યનો ભાગ વાંચવાવિચારવાની તેને આજ્ઞા કરે તો તે ઉપયોગી ગ્રંથનો અગત્યનો ભાગ તે પોતાના ચિત્તને એકાગ્ર કરી વિનયપૂર્વક વાંચેવિચારે છે. પોતાના શ્રીસદ્‌ગુરુના ઉપદેશના શ્રવણથી ને વિચારથી તે બ્રાહ્મણને વેદાદિ સર્વ શાસ્ત્રો સાક્ષાત્ કે પરંપરાવડે એક ને અદ્વિતીય સચ્ચિદાનંદબ્રહ્મનું નિરૂપણ કરે છે એમ સંદેહરહિત સ્પષ્ટ સમજાય છે. તે ઉપદેશનું એકાંતમાં આદરપૂર્વક ભેદના મિથ્યાપણાને તથા અભેદના સત્યપણાને સિદ્ધ કરનારી યુક્તિઓવડે મનન કરતાં તથા અભેદનો બોધ કરનારા ગ્રંથનો સાવધાનતા ને આદર-પૂર્વક વિચાર કરતાં વ્યવહારમાં જે નાનાપ્રકારના ભેદ મનુષ્યને જણાય છે તે વ્યવહારપૂરતા સત્ય છતાં પણ પરમાર્થદૃષ્ટિએ તે સત્ય નથી, પણ એકજ અદ્વિતીય બ્રહ્મ પરમાર્થદૃષ્ટિએ સત્ય છે એમ તેને સંશય-રહિત સ્પષ્ટ સમજાય છે. ભિન્ન ભિન્ન પ્રતીત થતા જીવો અંતઃકરણ, પ્રાણ, ઇંદ્રિયો ને શરીરરૂપ ભિન્ન ભિન્ન ઉપાધિઓને લીધે ભિન્ન ભિન્ન જણાય છે, પણ તે સર્વમાં જે ચેતનભાગ છે તે એકજ છે, ભિન્ન ભિન્ન નથી, અર્થાત્ ને સર્વનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મજ છે એમ જાણ-વાને તે સમર્થ થાય છે. આ જગતમાં અસંખ્ય નામરૂપવાળા જડ પદાર્થો પણ બ્રહ્મરૂપ ચેતનને આશરે રહેલા હોવાથી, સ્વપ્નના પદાર્થો જેમ સાક્ષીથી ભિન્ન નથી તેમ, બ્રહ્મથી ભિન્ન નથી, પણ બ્રહ્મરૂપજ છે. શ્રીઇશ્વર પણ તેમાં રહેલો માયાભાગ દૂર કરતાં બ્રહ્મજ છે. આ વિશ્વમાં આ બ્રહ્મજ સત્ય વસ્તુ હોવાથી બ્રહ્મરૂપે સ્થિતિ કરવી તેજ મોક્ષ છે, ને તે મોક્ષની પ્રાપ્તિ કરવામાટે વિવેકાદિ ચાર સાધનોવડે તથા શ્રવણ મનન ને નિદિધ્યાસનવડે અંતઃકરણની વૃત્તિને અંતર્મુખ કરવી અને પોતાના શ્રીસદ્‌ગુરુની પારમેશ્વરીશક્તિનો પાત થાય

એવી તેમની કૃપા પ્રાપ્ત કરવી એજ મોક્ષ મેળવવાનાં મુખ્ય સાધનો છે એમ તેને સંશયરહિત સ્પષ્ટ સમજાય છે. મનનવડે એકજ અદ્વિતીય બ્રહ્મનો દૃઢ પરોક્ષ નિશ્ચય થયા પછી તે બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર કરવામાટે તે વારંવાર તે બ્રહ્મનો વિચાર જડ વસ્તુઓને વિષય કરનારી વૃત્તિઓને રોકીને આદરપૂર્વક સાવધાનતાથી કર્યા કરે છે. આમ કરતાં કરતાં જ્યારે પ્રતિબંધ કરનાર દોષો દૂર થાય છે, અર્થાત્ દશ્યાદશ્ય વિષયોમાં રહેલી આસક્તિ, બુદ્ધિની મંદતા, કુતર્ક ઉપજાવનારા બલવાન્ સંસ્કારો, અને દેહાદિમાં આત્માની ભ્રાંતિ ને જગતમાં સત્યપણાની ભ્રાંતિ ઉપજાવનારા પ્રબલ સંસ્કારો તેના અંતઃકરણમાંથી દગ્ધભાવને પામે છે, ત્યારે તેને બ્રહ્મનો સંશયવિપર્યયરહિત સ્પષ્ટ અનુભવ થાય છે. આવી રીતે પોતાના વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મનો સ્પષ્ટ અનુભવ જ્યારે તેને થાય છે ત્યારે તે પોતાને સર્વ દુઃખોથી અત્યંતરહિત, સ્વતંત્ર, વ્યાપક, અસંગ, અવિકારી, પવિત્રતમ, પરમાનંદરૂપ ને સર્વ પ્રકારનાં કર્તવ્યોનાં બંધનોમાંથી અત્યંત મોકળો થયેલો અનુભવે છે.

આવી શ્રેષ્ઠતમ સ્થિતિ પ્રાપ્ત કરવી એજ મનુષ્યજીવનનું ને તેમાં પણ વિશેષે બ્રાહ્મણજીવનનું મુખ્ય કર્તવ્ય હોવાથી એવી શ્રેષ્ઠતમ સ્થિતિને પ્રાપ્ત કરવાનો પોતાના જીવનનો મુખ્ય ઉદ્દેશ નક્કી કરી તે ઉદ્દેશને સફલ કરનારા વિચારોનું ને પ્રવૃત્તિઓનું તેમણે સદાગ્રહપૂર્વક સતત સેવન કરવું જોઇએ.

આવી શ્રેષ્ઠતમ સ્થિતિ પ્રાપ્ત કરવાનો શુભ પ્રયત્ન કરનારા બ્રાહ્મણોના શરીરની નિર્વાહક અન્નવસ્ત્રાદિ સામગ્રી તેમને શી રીતે પ્રાપ્ત થશે એમ કોઇ શંકા કરે તો તેને કહેવાનું કે એવો શુભ પ્રયત્ન કરનારા બ્રાહ્મણના પુણ્યસંસ્કારો ને કર્મફલપ્રદાતા ઇશ્વર તેમને જોઇએ તેથી વધારે અન્ન, વસ્ત્ર ને નિવાસસ્થાનાદિ અગત્યની વસ્તુઓ કોઇ પણ પ્રકારે અનાયાસે પૂરી પાડે છે એમ સત્શાસ્ત્રો ને તેવા અનુભવવાળા જ્ઞાની પુરુષો કહે છે.

જે બ્રાહ્મણોનાં અંતઃકરણો ઉપર કહેલાં વિવેકાદિ ચાર સાધનો સંપાદન કરી શકે એવી યોગ્યતાવાળાં ન થયાં હોય, તેમણે સંધ્યા-વંદનાદિ નિત્યકર્મઉપરાંત **શ્રીશંકર, શ્રીવિષ્ણુ, શ્રીગણુપતિ, શ્રીસૂર્ય** કે **શ્રીદેવી** એ પાંચ સગુણબ્રહ્મનાં સ્વરૂપોમાંથી તેમાંના જે નામમાં ને જે સ્વરૂપમાં પોતાની શ્રદ્ધા હોય ને પોતાના ગુરુશ્રીએ જે નામનો ને જે સ્વરૂપનો ઉપદેશ કર્યો હોય તે નામમાં ને તે સ્વરૂપમાં, શ્રદ્ધા-પ્રીતિપૂર્વક નમસ્કાર, પૂજન, સ્મરણ ને ધ્યાનવડે પોતાના અંતઃકરણને એકાગ્ર કરવાનો પ્રયત્ન કરી તેમના સ્વરૂપનો અભેદભાવે સાક્ષાત્કાર કરવો જોઇએ. આવા પ્રયત્નથી પણ તે બ્રાહ્મણ આ લોકમાં સર્વ પ્રકારે સુખી રહી શરીરના પતનપછી પોતાના ઇષ્ટદેવના લોકમાં જઇ ત્યાંનાં સર્વોત્તમ સુખોનો અનુભવ કરી તે લોકનો વિલય થાય ત્યારે બ્રહ્મરૂપે સ્થિતિ કરવારૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે.

સગુણબ્રહ્મનું આરાધન કરવાજેટલી જે બ્રાહ્મણોના અંતઃકરણની યોગ્યતા ન થઇ હોય તેવા બ્રાહ્મણોએ પોતાના અંતઃકરણને વિશેષ પવિત્ર કરવા તથા વિશેષ પવિત્ર રાખવા "**संध्या स्नानं जपो होमः स्वाध्यायो देवतार्चनम् । वैश्वदेवाऽऽतिथेयश्च षट्कर्माणि दिने दिने ॥**" ( ત્રિકાલ કે બે સમય સ્નાન, ત્રિકાલ સંધ્યા, ગાયત્રી-મંત્રનો જપ, સવારસાંજ પવિત્ર અગ્નિમાં હોમ, સત્શાસ્ત્રનું અર્થના જ્ઞાનસહિત અધ્યયન, પોતાના શુદ્ધસાત્ત્વિક ઇષ્ટદેવનું પૂજન, પંચ-મહાયજ્ઞ ને પોતાને ઘેર આવેલા અતિથિનો સામર્થ્યાનુસાર અન્નવડે સત્કાર એ ૭ કર્મો પ્રત્યેક દ્વિજે નિત્યપ્રતિ આદરપૂર્વક કરવાં જોઇએ.) **એ શ્રીપરાશરમુનિએ દ્વિજોને નિત્યપ્રતિ કરવાયોગ્ય કહેલાં ૭ કર્મો, આલસ્યપ્રમાદાદિનો પરિત્યાગ કરી ભાવપૂર્વક કરવાં જોઇએ; તથા શ્રીકૃષ્ણભગવાને અર્જુનપ્રતિ "शमो दमस्तपः शौचं क्षान्ति-**

राजॅवमेव च । ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥"
( મનોનિગ્રહ, ઇંદ્રિયનિગ્રહ, આહારને પરિમિત રાખવો, શરીરાદિની પવિત્રતા, ક્ષમા, સરલતા, શાસ્ત્રોનું જ્ઞાન, કર્મનો ને બ્રહ્મનો અનુભવ ને સતશાસ્ત્રાદિનાં વચનોમાં વિશ્વાસ એ સત્ત્વગુણવાળા સ્વભાવથી ઉપજેલાં બ્રાહ્મણનાં કર્મો છે, ) એ શ્લોકમાં કહેલાં બ્રાહ્મણોનાં શુભાચરણો પ્રાપ્ત કરવા સર્વદા આગ્રહપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ.

જે બ્રાહ્મણોનાં અંતઃકરણોમાં પૂર્વજન્મના પુણ્યસંસ્કારોની ન્યૂનતાને લીધે સતશાસ્ત્રે અંતઃકરણની શુદ્ધિમાટે ઉપદેશ કરેલાં સંધ્યાવંદનાદિ કર્મોમાં શ્રદ્ધા ન હોય તેવા બ્રાહ્મણોએ પોતાના આ લોકના સુખમાટે તથા પોતાનો પરલોક ન બગડે તે માટે ઉદ્યોગી, સાવધાન, શુભકામ તુરત કરનારા, વ્યવસ્થાથી વર્તનારા, પ્રામાણિક, સહનશીલ, પરોપકારી, ઉદાર, દયાલુ, વિદ્યાભ્યાસ કરવામાં રુચિવાળા, સારા વિચારનું સેવન કરનારા, સદાચારી ને પોતાના તથા પોતાના કુટુંબનાં માણસોનાં શરીરોનું આરોગ્ય જાળવનારા થવું જોઇએ.

આળસથી આળસુનું શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણ બગડે છે, તથા તેનો વ્યવહાર પણ બગડે છે. આળસુ પોતાના મહામૂલ્યવાળા ગણાતા મનુષ્યજીવનના સમયને નિરર્થક વ્યતીત કરે છે. ઉદ્યોગી રહેવાથી મનુષ્યનાં શરીરાદિ બહુધા સારાં રહે છે, માટે પ્રત્યેક બ્રાહ્મણે પોતાના અભ્યુદયમાટે સમયનો ઘણામાં ઘણી સાવધાનતાથી સદુપયોગ કરવો જોઇએ. જે શુભવિચાર ને જે શુભપ્રવૃત્તિ પોતાને અને અન્યને લાભ કરનારી હોય એવા શુભવિચારમાં ને એવી શુભપ્રવૃત્તિમાં તેણે પોતાના સમયનો વ્યવસ્થાપૂર્વક ઉપયોગ કરવો જોઇએ. જો પ્રત્યેક બ્રાહ્મણ ઉદ્યોગી રહે તો તે અવશ્ય વિદ્યા, ધન, પ્રતિષ્ઠા ને આરોગ્યનો લાભ પ્રાપ્ત કરી વ્યવહારમાં સુખી રહી શકે. ધર્મમાં

શ્રદ્ધાવાળો બ્રાહ્મણ ઉદ્યોગી રહેવાથી સ્વર્ગ, ક્રમમોક્ષ, ( પોતાના ઇષ્ટ-દેવના લોકની પ્રાપ્તિ કર્યા પછી થનારી મુક્તિ, ) ને સદ્યોમોક્ષ (વર્તમાન જન્મમાંજ મુક્તિ ) પણ મેળવી શકે. આળસને મોટામાં મોટો ભયંકર શત્રુ ગણીને તેનાથી ઘણામાં ઘણું દૂર રહેવા ને પરમોપકારક ઉદ્યોગનું પરમાદરથી સેવન કરવા ઘણામાં ઘણી સાવધાનતા પ્રત્યેક સુખેચ્છુ બ્રાહ્મણે રાખવી જોઇએ.

પ્રમાદ એટલે સ્વકર્તવ્યનું વિસ્મરણ વા ગાફલપણું એ પણ બ્રાહ્મણનો મોટો શત્રુ છે, માટે પ્રત્યેક સુખેચ્છુ બ્રાહ્મણે નાનામોટા પ્રત્યેક કામમાં સાવધાનતા એટલે જાગ્રતિ રાખીને વર્તવાનો સ્વભાવ પાડવો જોઇએ. સુખી થવાની ઇચ્છા રાખવી ને પ્રમાદી રહેવું એ કેમ બની શકે ? માટે જેને સુખી થવાની ઇચ્છા હોય તેણે તો દુઃખ આપનાર પ્રમાદને સાવધાનતાવડે દૂરજ કરવો જોઇએ.

સુખેચ્છુ બ્રાહ્મણે શુભકર્મને શીઘ્ર કરવાનો સ્વભાવ પાડી દીર્ઘસૂત્રતાનો એટલે શુભકર્મને તુરત નહિ કરતાં ઘાલી મૂકવાના દુષ્ટ સ્વભાવનો પણ પરિત્યાગ કરવો જોઇએ. વળી તેણે પોતાના પ્રત્યેક કામમાં વ્યવસ્થાથી વર્તવાનો સ્વભાવ રાખવો જોઇએ, કે જેથી પોતાને પ્રાપ્ત થયેલાં સર્વ કામોમાં સુખપૂર્વક પહોંચી શકાય, ને કોઇ અગત્યનું કામ બાકી ન રહી જાય.

પ્રામાણિકતા એ બ્રાહ્મણોનું ઉત્તમ ભૂષણ છે. પ્રત્યેક બ્રાહ્મણ અસત્ય, ઠગાઈ ને વિશ્વાસઘાતનો ત્યાગ સેવનારો ને પ્રામાણિક હોવો જોઇએ. પ્રામાણિકતાથી તે અન્યના વિશ્વાસનું પાત્ર થાય છે, સજ્જનોથી તે માન મેળવવા ભાગ્યશાલી થાય છે, ને વ્યવહારમાં પણ તે સન્ધાન્યાદિવડે સુખી રહી શકે છે.

સહનશીલતાવિના પણ બ્રાહ્મણપણું શોભતું નથી. અશુભ પ્રા-

રબ્ધના ઉદયથી પ્રાપ્ત થયેલા કોઇ પણ પ્રકારના દુ:ખને તેણે ચિંતા ને વિલાપ નહિ કરતાં પ્રસન્નતાથી સહન કરતાં શીખવું જોઇએ સહનશીલતા રાખ્યાં વિના કોઈ પણ મનુષ્યથી આ જગતમાં સુખપૂર્વક રહી શકાતું નથી, ને પોતાનું કોઇ પણ કામ યથાયોગ્ય કરી શકાતું નથી, એમ સમજી પ્રત્યેક બ્રાહ્મણે આવી પડેલા દુ:ખની વેલાએ ધૈર્ય વા સહનશીલતા રાખવી જોઇએ. પ્રાપ્ત દુ:ખની નિવૃત્તિ કરવાના યોગ્ય ઉપાયો કરતાં અડચણ નહિ, પણ દુ:ખની પ્રાપ્તિના સમયમાં નિરર્થક ચિંતા ને વિલાપ ક્યાં કરવાનો સ્વભાવ રાખવો એ કોઇ પણ બ્રાહ્મણને શોભા આપનાર નથી.

ધર્મશાસ્ત્ર બ્રાહ્મણને સર્વ પ્રાણીઓના મિત્રરૂપે વર્ણવે છે, માટે બ્રાહ્મણે સર્વ પ્રાણીઓના ઉપર ઉપકાર કરવાના સ્વભાવવાળા, સર્વ પ્રાણીઓના ઉપર ક્ષમાવાળા, ઉદારતાવાળા ને દયાલુ રહેવું જોઇએ. અન્યને અપકાર કરી સ્વાર્થ સાધવાની વૃત્તિ, ક્રોધ, વૈર, કુસંપ, કૃપણુતા ને નિર્દયતા એ દોષો બ્રાહ્મણોમાં નજ જોઇએ.

વેદવચનાનુસાર બ્રાહ્મણો વિરાડ્ભગવાનના મુખરૂપ ગણતા હોવાથી તેમનું હૃદય ને મુખ સદ્વિદ્યાવડે અલંકૃત હોવાં જોઇએ. અપરા કે પરા વિદ્યાની-વા તે બંને પ્રકારની વિદ્યાની પ્રાપ્તિ કરવા બ્રાહ્મણોએ પોતાનાથી થઇ શકે તેટલો યોગ્ય પ્રયત્ન સર્વદા કરવો જોઇએ. બ્રાહ્મણ-શરીર વિદ્યાવિના શોભતું નથી. બ્રાહ્મણે અવશ્ય વિદ્યા પ્રાપ્ત કરવી જોઇએ માટેજ શ્રુતિસ્મૃતિમાં બ્રાહ્મણને નિત્ય સ્વાધ્યાય કરવાની આજ્ઞા કરી છે. પોતાની ગમે તેવી સ્થિતિ હોય તોપણ બ્રાહ્મણે કોઈ પણ ઉપાયે થોડીઘણી વિદ્યા સદાગ્રહ રાખીને અવશ્ય પ્રાપ્ત કરવી જોઇએ. તમાકુ ચાવવામાં, તમાકુ પીવામાં, કે બીજા કોઇ દુર્વ્યસનોમાં જેને રુચિ રહે, ને અભ્યુદય તથા નિ:શ્રેયસમાં જોડનારી વિદ્યામાં રુચિ ન રહે તેને શાસ્ત્રદૃષ્ટિએ બ્રાહ્મણ શી રીતે કહી શકાય?

શુભવિચારના સેવનવડે ને સદાચારના પાલનવડે બ્રાહ્મણ અન્ય વર્ણોથી ઉત્તમ ગણાય છે, ને તેવડેજ તેની અન્ય વર્ણોથી ભિન્નતા જણાઇ આવે છે. શુભવિચાર ને સદાચાર એ દૈવીગુણો છે, ને તે બે દૈવીગુણોવડે પ્રત્યેક બ્રાહ્મણ સુશોભિત હોવો જોઇએ. એ બે શુભ ગુણોવડેજ તે આ લોકમાં સુખી રહી શકે છે, ને પરલોકમાં ઉત્તમ સુખ મેળવી શકે છે. જેઓ મલિન વિચારોનું ને મલિન આચારોનું સેવન કરે છે તેઓ શાસ્ત્રીયદૃષ્ટિએ બ્રાહ્મણ કહી શકાય નહિ.

સાત્વિક ને પરિમિત આહારવડે પ્રત્યેક બ્રાહ્મણે પોતાનું શરીર સ્વસ્થ રાખવું જોઇએ. રાજસી તામસી આહારના સેવનથી ને અત્યાહારથી તેણે બનને પ્રયત્ને દૂર રહેવું જોઇએ. દુરાચારના, અયોગ્ય આહારના, ને અપરિમિત આહારના સેવનવડે પોતાના શરીરને રોગવાળું કરવું એ શારીરિક અપરાધ છે, ને તેવો શારીરિક અપરાધ પ્રત્યેક બ્રાહ્મણે ન કરવો જોઇએ.

જો ઉપર કહેલા શુભગુણોનું ને સ્વધર્મનું માહાત્મ્ય સમજી પ્રત્યેક ઉદીચ્ય બ્રાહ્મણ યોગ્ય રીતે વર્તવા લાગે,તો વર્તમાનમાં ઉદીચ્યજ્ઞાતિના કેટલાક ભાગમાં જે કેટલાક દોષો પ્રતીત થાય છે તે અનાયાસે દૂર થઇ જાય, ને આ જ્ઞાતિનો મોટો ભાગ પોતાની પ્રાચીન મહત્તાનો અનુભવ કરવા ભાગ્યશાલી થાય.

પ્રત્યેક ઉદીચ્ય બ્રાહ્મણ જો પોતાના બ્રાહ્મણધર્મનું માહાત્મ્ય સમજી તેજ પ્રમાણે વર્તવા લાગશે તો તે પોતાની કન્યાનો વિક્રય દ્રવ્યની લાલસાને વશ થઇને નહિજ કરે. તે સમજશે કે કસાઇ પશુઓને મારીને તેનું માંસ વેચે છે, ને હું મારી જીવતી પુત્રીને તેના ભાવિ દુઃખનો વિચાર કર્યા વિના દ્રવ્ય લઇને વૃદ્ધને, રોગીને કે વ્યસનીને આપું તો હું કસાઇના કરતાં પણ નીચ કહેવાઉં તે સામ-

સામો વિવાહ કરીને કે ત્રેખડાં કરીને પણ સગાંઓમાં ક્લેશ વધારવાને કે અન્યના ઉપહાસનું પાત્ર થવાને નહિ ઇચ્છે. એવો સમજુ બ્રાહ્મણ દ્રવ્યની લાલસાને વશ થઈ અયોગ્ય કન્યા પોતાના પુત્રનું જીવન બગાડવામાટે તેને પરણાવવાને પણ નહિ ઇચ્છે, અને યોગ્યતાવાળા વૃદ્ધ બ્રાહ્મણ અશુભ પ્રારબ્ધના ઉદયથી જો વિધુર થશે તો તે પોતાનું શેષ જીવન પોતાના આત્માનો ઉદ્ધાર કરવામાં ગાળવાનો વિચાર કરશે, પણ નાની બાલિકાસાથે લગ્ન કરી પુનઃ કિશોરાવસ્થા પ્રાપ્ત કરવા નહિ ઇચ્છે. આવી રીતે યોગ્ય બ્રાહ્મણપણું પ્રાપ્ત કરવાથી કન્યાવિક્રય, કન્યાનાં સાટાંપાટાં, ત્રેખડાં, વરવિક્રય, વૃદ્ધવિવાહ, કુલીનોએ અસાધારણ પ્રયોજનવિના ઘણી સ્ત્રીઓ પરણવી, ને પરણેલી સ્ત્રીઓને કાઢી મૂકવી એ દોષો અનાયાસે બંધ થવા માંડશે: અને પોતાના પુત્રનું ને પુત્રીનું હિત ઇચ્છીને તેમને કિશોરાવસ્થાની સંપૂર્ણ પ્રાપ્તિ થયા વિના અર્થાત્ પુત્રને સોળમા વર્ષપહેલાં ને પુત્રીને અગીઆરમા વર્ષપહેલાં પરણાવશે નહિ, પુત્રનું વેશવાળ પુત્રના વયકરતાં ૭ વા સાત વર્ષે નાની કન્યાની સાથે કરશે, ને તેમને યુવાવસ્થાની પ્રાપ્તિ થયાપહેલાં વ્યવહારમાં પાડવાથી પણ દૂર રહેશે. આમ થવાથી બાલલગ્ન ને અકાલે સંસાર માંડવાની રીત પણ દૂર થઇ જશે.

ઉદીચ્યજ્ઞાતિમાં સ્વધર્મપાલન, શુભગુણોનું સેવન, ને વિદ્યાનું વ્યસન વધવાથી વિધવાઓ પોતાનું જીવન પવિત્ર ને સુખમય સ્થિતિમાં ગાળવા લાગશે, ને તેમનાં સાસરીઆં, પીયરીઆં ને જ્ઞાતિનાં માણસો તેમના ભણી માનની ને દયાની દૃષ્ટિથી જોવા લાગશે, તેમની આજીવિકા સુખપૂર્વક ચાલે એવા ઉપાયો તે યોજવા લાગશે, અને તેમનાં કષ્ટો ઓછાં કરવાનો પ્રત્યેક પ્રકારનો યોગ્ય પ્રયત્ન તેઓ કરશે.

સ્વધર્મપાલન, શુભગુણોનું સેવન, ને વિદ્યાની ઉપાસના કરનાર બ્રાહ્મણપર પરમાત્માનો અનુગ્રહ અવસ્ય થાય છે, તેથી તેને પોતાની

આજીવિકા ચલાવવા કોઇ પણ પ્રકારનો હલકો ધંધો કરવો પડતો નથી, પણ તેને પ્રતિષ્ઠાપૂર્વક આજીવિકા ચલાવવાની અનુકૂલતા પરમાત્મા કરી આપે છે.

જ્યારે ઉદીચ્યજ્ઞાતિનો મોટો ભાગ સ્વધર્માનુરાગી, શુભગુણાનુરાગી ને સદ્વિદ્યાનુરાગી થશે ત્યારે તે પોતાનાં મરણ પામેલાં સગાંઓની પછવાડે માત્ર શાસ્ત્રીયરીતે કરવાયોગ્ય શ્રાદ્ધ ને દાન કરશે, પણ શ્રાદ્ધના નિમિત્તે જ્ઞાતિ જમાડવાનો હોળ કરવા નહિ ઇચ્છે. જો તેની દ્રવ્યસંબંધમાં સારી સ્થિતિ હશે તો તે સ્વજ્ઞાતિના અનાથ ને દીન વિદ્યાર્થીઓને, અશક્તોને તથા દીન ને સદાચારી વિધવાઓને સામર્થ્યપ્રમાણે સાહાય્ય કરવામાં દ્રવ્ય વાપરશે. જો તેને સ્વજ્ઞાતિમાં લાણું કરવાની ઇચ્છા થશે તો તે જ્ઞાતિનું હિત સધાય એવાં ઉપયોગી પુસ્તકોનું લાણું કરશે, વાસણોનું લાણું કરવા નહિ ઇચ્છે. વળી તે લગ્નમાં ને સીમંતમાં પણ વધારે પડતું અશાસ્ત્રીય ખર્ચ નહિ કરે, પણ ઉપયોગપૂરતું શાસ્ત્રીય ખર્ચજ કરશે.

શુભવિચારવડે ને સદાચારવડે જેમણે પોતાનાં અંતઃકરણોની યોગ્યતામાં વધારો કર્યો છે એવા બ્રાહ્મણો સ્વદેશની સેવા પરિણામ વિચારીને ચારે વર્ણોનું પરિણામે હિત થાય એવી રીતે કરશે. વર્ણધર્મનો ઉચ્છેદ કરીને કે અંતે વર્ણોમાં દ્વેષ ને વૈર વધે, ને પરિણામે આચારભ્રષ્ટ થવાય એવી રીતે તે દેશની સેવા કરવાને કે અંત્યજાદિનો અશાસ્ત્રીયરીતે ઉદ્ધાર કરવાને નહિ ઇચ્છે, પણ વર્ણધર્મની મર્યાદાનું માહાત્મ્ય સમજાય, વર્ણધર્મનું પરિપાલન થાય, ને ક્રમથી અંત્યજાદિની યોગ્યરીતે નિર્દોષ ઉન્નતિ થાય એવી શાસ્ત્રીયરીતે તે દેશની સેવા કરવાનો પ્રયત્ન કરશે.

હે ઉદીચ્યબંધુઓ ! આ સર્વ વાતો તમારા જાણવાબહાર હોવા સંભવ નથી, તથા આ તમારી આગળ કમણું નવું કહ્યું છે એમ

માનવાને પણ કારણ નથી, પરંતુ આ જાણેલું આપણે સર્વેએ સત્ય માની શુદ્ધભાવથી ને સદાગ્રહથી તેને આચરણમાં મૂકવું જોઇએ. જ્યારે આપણે તે સર્વ આચરણમાં મૂકશું ત્યારેજ આપણે આપણો ને આપણી જ્ઞાતિનો અભ્યુદય કરી શકીશું, ને ત્યારેજ આપણે નિઃશ્રેયસનો મહાલાભ મેળવવા પરમભાગ્યશાલી થઇશું.

બંધુઓ! તમે આપણા પ્રાચીન પૂર્વપુરુષોનું–ઋષિમુનિઓનું–આદરપૂર્વક સ્મરણ કરો. સ્વધર્મપાલન, શુભગુણોનું સેવન, ને સદ્વિદ્યાની પ્રાપ્તિવડે તેમણે તે વેલા જે મહત્તા પ્રાપ્ત કરી હતી તેનો તમે સ્વસ્થ મનથી ગંભીરપણે વિચાર કરો. તેઓનાં પવિત્ર ચરણોમાં તે વેલાના મહારાજાઓ, રાજાઓ ને શ્રીમંતો પોતાનાં મસ્તકોને દીન ભાવે ભાવપૂર્વક નમાવતા હતા, ને તેમનાં પવિત્ર ચરણોની નીચેની રજ પોતાના મસ્તકપર મૂકી પોતાને કૃતાર્થ માનતા હતા. આપણે તેઓનાજ વંશજો છીએ, છતાં વર્તમાનમાં આપણામાંના ઘણા બંધુઓની કેવી ખેદ ઉપજાવનારી સ્થિતિ છે તે જુઓ. પ્રિય બંધુઓ! આપણે આપણાં હૃદયોને વિશેષ પવિત્ર, વિશેષ શ્રદ્ધાવાળાં, વિશેષ જાગ્રતિવાળાં, ને વિશેષ કર્તવ્યનિષ્ઠાવાળાં કરવાં જોઇએ. એમ કર્યા છતાં આરંભમાં આપણને કાંઇ પણ લાભ ન જણાય તોપણ આપણે તેથી કંટાળવું અથવા મુંઝાવું ન જોઇએ. જો આપણે આપણો શુભ પ્રયત્ન પરમોત્સાહથી સતત ચાલુ રાખશું તો આપણે અવશ્ય આપણા ઇચ્છિતને પ્રાપ્ત કરી શકશું, અર્થાત્ આપણે ને જ્ઞાતિજનો સર્વ પ્રકારે સુખી થઇશું.

હે સમાજમાં ભાગ લેનારા ઉદીચ્યબંધુઓ! આપણા સમાજના નિયમોમાં જણાવેલા સમાજના આઠ હેતુઓને હજી આપણે પૂરેપૂરા સફલ કરી શક્યા નથી તે તમે જાણો છો. તે હેતુઓને સફલ કરવા આપણે સૌએ ઘણામાં ઘણો સંપ રાખીને, બની શકે તેટલો યોગ્ય શ્રમ ઉત્સાહપૂર્વક લઇને, તથા પોતાના સમયનો ને સ્વાર્થનો

આપી શકાય તેટલો ભોગ પ્રસન્નતાથી આપીને, સતત ઉત્સાહ પ્રયત્ન કર્યા કરવો જોઇએ. આપણે પ્રત્યેકે ઘણાઓમાં કર્તવ્યનિષ્ઠ થવું જોઇએ. આપણાં બીજાં કર્તવ્યોની પેઠે સમ ના કામને પણ આપણે આપણું કર્તવ્ય માનવું જોઇએ, ને અહિંજ નહિ, પણ ઘેર જઇને પણ તે કર્તવ્યને સ્મરણમાં રાખ યથાશક્તિ કરતા રહેવું જોઇએ. વ્યવસ્થાપકમંડલના ઘણા સ સમાજના હેતુઓને સફલ કરવા પોતાને ઘેર ગયા પછી કાંઇ પ્રયત્ન કરતા હોય એમ જણાતું નથી, માટે હવે તેમ નજ થવું જ એ. જેમનાથી સમાજનું કામ નિયમિતરીતે નજ થઇ શકે હોય તેમણે સભ્ય થવાની સ્પષ્ટ શબ્દોમાં યોગ્ય વેલાએ નાજ પાડવા તે વધારે સારું, કે જેથી તે વેલા બીજી યોગ્ય ગોઠવણ થઇ શકે, ને તે કામ કરવાની જેમની પ્રસન્નતા ને યોગ્યતા હોય તેમણે તે કામ કરવાનું એવી વેલાએ માથે લેવું, કે જેથી તેમને તે વેલાએ તે જગાએ નીમી શકાય. સમયનો વિચાર કરી સૌએ ઉદ્યોગી ને ઉત્સાહી રહી સમાજના હેતુઓને સફલ કરવા પ્રયત્ન કરવાનો છે. સમાજનું ફંડ વધારવાને, વિદ્યાર્થિભવનનું મકાન બંધાવવાને, યોગ્ય શાલાઓ ઊઘાડવાને, તથા સમાજના અન્ય હેતુઓને સફલ કરવામાં પોતાની યોગ્યતાપ્રમાણે કોઇ પણ પ્રકારનું સાહાય્ય પ્રસન્નતાપૂર્વક કરવાને પ્રત્યેક ઉદીચ્યબંધુએ યથાશક્તિ શ્રમ કરવો જોઇએ. સમજુ વૃદ્ધોએ જુવાનોને યોગ્ય માર્ગ બતાવવો જોઇએ, ને ઉત્સાહી જુવાનોએ તેને અનુસરવા યોગ્ય યત્ન કરવો જોઇએ. સર્વ ઉદીચ્યબંધુઓના હૃદયમાં વિરાજી રહેલા પરમકરુણાલુ પ્રભુ સૌ બંધુઓને જ્ઞાતિહિતનાં કર્તવ્યમાં ઉત્સાહપૂર્વક જોડાવાનું તથા તેમાં સતત સ્થિર રહેવાનું પવિત્ર બલ આપો એવી તેઓશ્રીને વારંવાર બહુપ્રેમ ને અતિવિનયથી પ્રાર્થના કરી હવે ચિત્તવૃત્તિ ને વાણી આ કાર્યથી વિરામ પામે છે. ૐ.